વર્નાક્યુલર ટેક્સ્ટ બૂક્સ રીવિઝન કમિટીએ સુધારેલી

# ગુજરાતી પહેલી ચોપડીના અર્થ.

## કવિતાની સમજુતી વગેરે.

---


બનાવનાર તથા પ્રસિદ્ધ કરનાર

## ડાહ્યાભાઈ જગજીવનદાસ.


નવી સુધારેલી આવૃત્તિ પહેલી.



કીમત  ૨ આના.


મુંબઈ:
'તત્વવિવેચક' પ્રેસ.

સને ૧૯૧૨

# गुजराती पहेली चोपडीना अर्थ.

## भाग १ लो.

### પાઠ ૧ લો.

અક્ષર-દસ્કત, હરફ.
આંગણામાં-બારણાપાસે.
ઘરેણાં-દાગીના, જણસો.
ફટાકડા-ટેટા.
લીંપેગુંપે-છાણ માટીથી જમીન ધુએ, અ-ઓટદે.
દારૂખાનું-આતસબાજી.
ઊડયાં-ઉભાં થયાં.
સંજેરી-ઘુઘરા, એક જાતનો ખાવાનો ઘઉંનો ગળ્યો પદાર્થ.
લુગડાં-કપડાં. [ગૃહ.
નિશાળ-સ્કુલ, શિક્ષણ
રજા-છૂટી.
સઘળાં-બધાં.
રાજી-ખુશી.
થોડેક-જરા દૂર.
ભેગી-સાથે.
ઘોળેછે-લગાડે છે.
ઘુઘરા-એક જાતનો ખાવાનો ઘઉંનો ગળ્યો પદાર્થ.
દહાડા-દિવસ.
સાથીઆ-ચોક, દેવની પાસે અથવા ઘર આગળ ચૂનાનાં કે લોટનાં ચિત્ર કાઢેછે તે.
જમવાનું-ખાવાનું.
ફડફડ-ધડાધડ.
હરખ-આનંદ.
માય-સમાય.

---

**કવિતાનો અર્થ**—દિવાળીના દિવસમાં ઘેરઘેર દીવા થાય છે, અને ફટાકડા ધડાધડ ફુટેછે, તેથી છોકરાંઓનો આનંદ માતો નથી.

---

### પાઠ ૨ જો.

કચેરીઓ-કોરટો, દરબારની બેઠક, થાણું.
મુસલમાન-મહમદપેગંબરનો ધર્મ માનનાર.
અઠવાડીઉં-સાતે વારનું ભેગું નામ.
વિષે-બાબત, સંબંધી.
સાહેબ-ગોરા લોક.
જુમેરાત-ગુરૂવારનીરાત.
દેવળ-દેહેરૂં, દેવનું મંદિર.
છેલ્લો-છેવટનો.
સવાર-વહાણું, પ્રભાત
રવિવાર-સુરજનોવાર.
સોમવાર-ચંદ્રનોવાર.
ફરીથી-બીજીવાર.

**કવિતાનો અર્થ**—પહેલો રવિવાર તેની પછી બીજો સોમવાર, પછી ત્રીજો મંગળવાર, ચોથો બુધવાર, પાંચમો ગુરૂવાર, છઠ્ઠો શુક્રવાર છે અને

સાતમો શનિવાર છે, શનિવાર એ છેલ્લો વાર ગણાય છે, એમ સાતેવારનું એક અઠવાડીઉં થાય છે.

**પાઠ ૩ જો.**
નિશાળ-સ્કુલ.
દરવાજા-બારણાં, ઝાંપા.
ખીલી રહ્યો-ફુલ્યો.
ચિત્રો-છબીઓ (જ-નાવરની.)
પાટીઉં-બોર્ડ.
ચોકઠું-ચારેબાજુથી જડીલીધેલું લાકડાનું ઘર.
કસરત-શરીરને મહેનત કરી વાળવું, તાલીમ.
બેઠક-બેસવાની જગ્યા.
ફુલઝાડ-ફુલ થાય એવા છોડ.
નકશો-ગામ કે દેશનો કાગળપરચિત્રેલોનમુનો
ફરતી-આસપાસ [ટ્ટ્રી.
વાડ-કાંટા કે ઝાંખરાંની
માંહે-અંદર.
વેલ-વેલો.
છોડ-રોપો.
વાવટા-નિશાન,ધજાઓ.
રમત-ગમ્મત.
ઘંટ-નિશાળ કે દેહેરામાં વગાડવાને લટકાવેલો ધાતુનો ઘાટ.
મોગરી-લાકડાનીહથોડી.
કલાક-૬૦ મિનિટ, અઢી ઘડી.
શીશી-વખત માપવાને રેતીની ભરેલી કાચની નાની બાટલી.
ટાંગેલાં-લટકાવેલાં [જગા.
ઘોડી-પાટીઉં મુકવાની
લખોટા-લાકડાના મણકા.
કબાટ-સામાન મૂકવાને ખાનાવાળો બે બારણાનો ઉભો પેટારો.
માટી-ગારો.
મજાની-સારી.

**પાઠ ૪ થો.**
નિશાળીઆ-ભણનારા.
શિખામણ-ડાહી ડાહી વાતો.
પરોઢીએ-સવારમાં.
સંગ-સોબત.
શિક્ષા-શીખામણ.
ઇશ્વર-પરમેશ્વર.
નિત્યે-દરરોજ.
જ્ઞાન-સમજણ.
પેર-રીતે, પેઠે.
નાહ્યા-પાણીવડે શરીર ધોવું.
આળસ-સુસ્તી.
ચિત્ત-મન
પાંસરૂં-સીધું.
તમામ-બધા.
માન-આબરૂ.
ગુરૂ-મહેતાજી.
સમા-સરખા.
જુઠું-ખોટું.
કદી-કોઈ દિવસ.
તજવું-છોડી દેવું.
અંગ-શરીર.
હળીમળીને-સંપીને.
ચોડી-લગાડી.
રૂડી-સારી
સમજો-ધ્યાન આપો.
નીસરી-નીકળી.

## કવિતાની સમજુતી. (૧)

**અન્વય**—પરોઢીએ નિત ઉઠીને ઇશ્વરનું નામ લેવું (અને) દાતણ કરી નાહ્યા પછી તમામ પાઠ કરવા.

**અર્થ**—દરરોજ સવારમાં સૂરજ ઉગતા પહેલાં ઉઠીને પરમેશ્વરનું નામ બોલ્યા કરવું અને પછીથી દાતણ કરી, નાહીને બધું લેશન કરવું.

( ૨ ) **અન્વય**—માબાપનું કહ્યું કરો, મોટાંને માનદો, ( અને ) ગુરૂને બાપ સમા ગણો ( તો ) સારૂં જ્ઞાન મળશે.

**અર્થ**—માબાપ કહે તે કરો, આપણાથી જે મોટાં હોય તેમને આબરૂથી બોલાવો, અને આપણને ભણાવનાર જે વિદ્યાગુરૂ તેને બાપની બરાબર ગણો, તો આપણને સારી અક્કલ મળશે.

( ૩ ) **અન્વય**—કદી જુઠું ન બોલવું, અંગ આળસ તજવું, સારો સંગ રાખી હળીમળીને ચાલવું.

**અર્થ**—કોઈ દિવસ જુઠું બોલવું નહિ, શરીરમાંથી સુસ્તાઈ કાઢી નાખવી બધાંની સાથે સંપીને ચાલવું અને સારા માણસની સોબત કરવી.

( ૪ ) **અન્વય**—નિત્ય નિશાળમાં જવું, ( ત્યાં ચિત્ત ચોડી ભણવું, રૂડી રીત રાખી ગુરૂની શિક્ષા માનવી.

**અર્થ**—દરરોજ નિશાળે જવું, ત્યાં મન રાખી ભણવું અને સારી રીત ભાત રાખીને મેહતાજીની શીખામણ માનવી.

( ૫ ) **અન્વય**—મન રમતમાં રાખો નહિ ( અને ) સારી પેર સમજો ( કે ) નિશાળમાંથી નીસરી પાંસરૂં ઘેર જવું.

**અર્થ**—રમવામાં મન રાખવું નહિ અને નિશાળમાંથી બહાર નીકળ્યા કે સીધું ઘેર જવું, એ સારી રીતે સમજી રાખજો.

---

**પાઠ ૫ મો.**

લુગડાં–કપડાં.
ઓઢણી – છોકરીઓને ડીલે ને માથે ઓઢવાનું લુગડું.
અંગરખી–ડગલી.
ધોતલી–પોતડી.
સુરવાળ–લેંઘી, ચોરણી.
કહેવા લાગ્યો – કહેવા મંડ્યો.
લેંઘી–ચોરણી. [ વાડીના.
ફળીઆના – મોહોલ્લાના,
પરીક્ષા–તપાસણી ( શીખેલાની.)
ત્યારે–તે વખતે.

જોડીઓ-બૂટ, ખાસડીઓ.
બજારમાં-ચૌટામાં.
કોટ-ડગલો.
મંગાવે-અણાવે.
ઘાઘરી-ચણીઓ.
બદન-કબજો.
લાવી-આણી.
પાસ-પસાર.

### પાઠ ૬ ઠ્ઠો.

ચોકખાઈ-સફાઈ.
ફોલ્લો-ચાંદા (ગુમડા).
મુખડું-મોઢું.
પહેરણુ-ઝભલું.
બરાબર-સારી રીતે.
ઉર-મન.
કવિતા-ગાયન.
ચોકખાં-સાફ.
ગંદવાડ-ગલીચી, ગોજવાડો.
નાથ-ધણી.
મેલાં-ગંદાં.
કપડાં-લુગડાં.
ડીલ-શરીર.
ચોળીને-ઘશીને.
ગંદી-ખરાબ, વાસમારતી.
પાસે-નજીક, જોડમાં, થડમાં.
રાજી-ખુશી.
અડાય-અડકાય.
ખસ-ખુજલી.
ધોવડાવવાં-સાફ કરાવવા.
વાડો-ઘરની પાછળની છૂટી જમીન.
આંગણામાં-બારણામાં.
માંદાં-શીક, આજારી.
ચોક-મોટી ચોકડી.

**કવિતાનો અર્થ**—મારો ઓટલોને મારા ઘરનો ચોક ચોકખો છે, મારાં લુગડાં ચોકખાં જોઇને બધા લોક મને ચોકખો કહેછે. મારૂં મોઢું અને મારા હાથ ચોકખા છે અને મારૂં મન ચોકખું છે ત્યાં જગતના ધણી બેસે છે.

### પાઠ ૭ મો.

વરસ ગાઠ-જન્મ દિવસ
મહિનો-ત્રીશ દિવસ.
કંસાર-લાપશી.
ભાવ્યો-સારો લાગ્યો.
આપ્યાં-દીધાં.
કયારે-કઈ વખતે.
સગાં-વહાલા, સંબંધી.
અડાડયો-અડકાડયો.
બોલાવ્યાં-તેડયાં.
પાનસોપારી-પાન અને સોપારી.
સવારમાં-વહાણામાં.
ઝટ-જલદી.
ભાણો-બેનનો દિકરો.
મંડયો-લાગ્યો, વળગ્યો.
સૌ-સઘળા, બધા.
બીડાં-પટ્ટીઓ

### પાઠ ૮ મો.

સગાં-સંબંધી.
ભત્રીજો-ભાઇનો છોકરો.
મસિઆઈ--માસીનો છોકરો.
વેવાઈ-છોકરા કે છોકરીનો સસરો (એક બીજાને કહેછે.)
વેવાણ-છોકરા કે છોકરીની સાસુ (એક બીજાને કહેછે).
પીતરાઇ-કાકાના છોકરા.
ફોઇઆત-ફોઇના છોકરા.
દૂધભાઈ-મા એક અને બાપ જુદા.
મોળાઇ-મામાના છોકરા.
ઓરમાઈ-સાવકા.
સાવકી-ઓરમાન.
કાકો-બાપનો ભાઈ.
વહુ-બાયડી.

**પાઠ ૯ મો.**

હરખાઉં—ખુશી થાઉં.
સર્વે—બધાં.
ઓસડ—દવા.
પંપાળી—હાથ ફેરવી.
કલ્લોલ—આનંદ.
આભાર—પાડ, ગુણ.
દુખડાં—પીડા.
ગભરાતી—અકળાતી.
ચાંપે—દાબે.
બોકી—બચી.
ભીડે—ભેટે.
રાજી—ખુશી.
ભૂલી—વીસરી.
મીઠા—સારા.
પંખી—પક્ષી.
માત—મા.
સંભાળે—જતનકરે, સાચવે.
લગાર—જરી.
હાલો—હાલરડું.
માંદા—આજારી, શીક.
માડી—મા.
નવ—નહિ.
હેત—વહાલ
અપાર—ઘણું.

## કવિતાની સમજુતી. ( ૨ )

**અન્વય**—માને દેખી બહુ હરખાઉં, દોડી દોડી સામે જાઉં, ( કે ) લઇને છાતી સાથ ચાંપે ( અને ) બોકી દઇને બાથ ભીડે.

**અર્થ**—હું માને જોઇને ઘણો રાજી થાઉં, અને દોડી દોડીને તેની સામે જાઉં; કે તે મને ઉંચકી લઈ છાતી સાથે દાબે, અને બચી કરી બાથમાં ઘાલે.

( ૨ ) **અન્વય**—( મને ) ખોળા માંય લઈ ધવરાવે; પંપાળીને રાજી થાય, મારૂં મુખ જોઇને હરખાય, ( અને ) સર્વે દુખડાં ભૂલી જાય.

**અર્થ**—મને ખોળામાં લઇને પોતાનું દૂધ પીવરાવે, અને મારા શરીરે હાથ ફેરવીને તેમજ મારૂં મોહું જોઇને રાજી થાય અને પોતાનાં બધાં દુઃખ વીસરી જાય.

( ૩ ) **અન્વય**—મારા બોલ મીઠા લાગે (એવા કે) જાણે પંખી કલ્લોલ કરે, માત સારૂં ખાવું આપે ( અને ) મારી જાત બહુ સંભાળે.

**અર્થ**—મારા બોલ જાણે પંખીઓ કલ્લોલ કરતાં હોય એવા મીઠા લાગે, મા મને સારૂં સારૂં ખાવાનું આપે, અને મારા શરીરનું બહુ જતન કરે.

( ૪ ) **અન્વય**—મને લગારરડતો જાણી, તેવાર ગભરાતી દોડે, (અને) ( હું ) હસુંને રમું તો ( તું ) બહુ ખુશ થાય ને ( મને ) ઊંઘાડવા હાલો ગાય.

**અર્થ**—મને જરા પણ રડતો સાંભળે તે વખતે મારી પાસે ગાભરી બની દોડી આવે; પણ જો હું હસું અને રમું તો તું બહુ રાજી થાય અને મને ઉંઘાડવા માટે હીંચકો નાખતી જાય ને ગીત ગાય.

(૫) **અન્વય**—માડી (હું) માંદો પડ◆ઓસડ પાય, (અને તું) પેટ ભરી ખાય નવ, તારૂં હેત સૌથી અપાર (છે માટે) તારો બહુ આભાર માનું.

**અર્થ**—હે મા હું જરા માંદો પડયો કે તું મને ઓસડ પાય, અને તું પેટ ભરીને પૂરૂં ખાય નહિ; એવું તારૂં હેત સૌથી વધારે છે તેથી હું તારો ઘણો ગુણ માનું છું.

**પાઠ ૧૦ મો.**

માન-આવકાર.
ત્યાં-તે ઠેકાણે.
પ્રમાણે-રીતે.
વખાણ-સાબાશી.
ઓરડામાં-ઘરનો ચારે પાસે બંધ હોય તેવા ભાગમાં.
મેહેતાજી-ગુરૂ, માસ્તર
સલામ-કપાળે જમણો હાથ લગાડવો.
અદબ-વિવેક, મરજાદા.

**પાઠ ૧૧ મો.**

ઉજાણી-મેજબાની.
આશો પાલવ-એક જાતનું ઝાડ.
પીરસ્યાં-મૂક્યાં.
કુલડીઓ-માટીની નાની લોટીઓ.
પૌંઆ-ચપટાકરેલા ચોખા.
બબ્બે-બે સાથે.
રાંદેરી-રાંદેર ગામમાં થયેલાં.
વઘારેલાં-તેલને ગરમ કરી તેમાંરાઈ, મરચું, હીંગવીગેરે નાંખી મીઠું ભેળવી ગરમ કરેલાં.
શેતરંજી-પાથરવાનું રંગદાર પટાનું સુતરાઉ બિછાવું.
પાથરણું-બિછાનું.
નારંગી-એક જાતનું લીંબુ જેવું ફળ.
ખારેકી-ખારેકના જેવાં
લાડુ-લોટમાં ઘી ગોળ કે ખાંડ નાંખી ખાવાને બનાવેલો ગોળ પદાર્થ.
સીધી-પાધરી.
સમજવો-જાણવો.
શાક-તરકારી.
ચટણી-આદુ,મરચાં,કોથમીરને મીઠું ભેગું વાટી, ખાવાને બનાવેલો પદાર્થ.
માંડયું-શરૂ કર્યું.
ઊઠયાં-ઉભાં થયાં.
ખૂબ-વધારે-
મજા-ગમ્મત.

**પાઠ ૧૨ મો.**

હોડી-મછવો.
રમત-ખેલ.
પછાડી-પાછળ.
સહેલ-મજા.
એકઠા-ભેગા.
સરત-હોડ.
તળાવ-વરસાદનું પાણી ભર્યું રહે તેવો મોટો ખાડો, નાનું સરોવર.
જીત્યો-જીત મેળવી.
તાપ-તડકો.
પણે-પેલી બાજુ.
લોક-માણસ.
તરફ-બાજુ.
સઢ-વાહાણને ચાલવા મદદ કરવા માટે પવન ભરાવા સારૂ તેની વચમાંબાંધેલુંલુગડું

ચાલ-રીતભાત.
સુંદર-સારી.

### પાઠ ૧૩ મો.

ખંડ-રેજો.
કાંચળી-કાપડી, કમખો.
નજર-ધ્યાન, રમત.
મળ્યો-જડયો.
ઇનામ-બક્ષીસ, સરપાવ
બદલામાં-સાટામાં.
મજાનો-સારો.
રડતી-રોતી.
છાની-ચૂપ.
પકડી-ઝાલી.
નજર-સરત.
ડાહી-શાણી.
રજા-છુટ્ટી, પરવાનગી.

### પાઠ ૧૪ મો.

ફેંકાફેંકી-નાંખાનાંખી.
પ્રાણી-જીવ.
નુકશાન-બગાડ.
ધડાધડ-ફડાફડ.
સંભાળી-સાચવી.
હાણુ-નુકસાન.
ડાહ્યો-શાણો.
દુઃખ-પીડા.
તળાવ-નાનું સરોવર.
પાળ-કિનારો.
વાગ્યા-લાગ્યા.
ખમાયા-વેઠાયા.
ગરીબને-રાંકને.
શામાટે-કેમ.
રમત-ખેલ.
ઇજા-દુખ, પીડા. [ગારે.
જરાએ-થોડું પણ, લ-
ભારી-ઘણું.

---

**કવિતાનો અર્થ**—રમત ગમત કરતાં, કદી પણ કોઇને નુકશાન કરવું નહિ, અવળી રીતે રમતાં ઘણું નુકશાન થાય છે.

### પાઠ ૧૫ મો.

દયા-રહેમ. મેહેર.
ફાંફાં-આમ તેમ ફોકટ
જ્યાં ત્યાં જોતું તે.
ખીજ્યા-વઢયા. [ખતે.
વખતસર-બરાબર વ-
સોળ-ઝપાટા, ભરોળ.
નીરવું-ઘાસ નાખવું.
ગજું-શક્તિ.
ઉપરાંત-વધારે.
છુંદાય-ચગદાય.
દુઃખ-પીડા.
ઝટ-તરત.
તળે-નીચે.
ઇજા-પીડા.
ઢોર-પશુ.
કામનાં-ખપનાં.
દેવું-આપવું.
સંભાળ-બરદાશ.
સાફ-ચોકખું.
યાદ છે-સાંભરે છે.
ભુલી-વીસરી.

### પાઠ ૧૬ મો.

નક્કી-ખચીત.
સેળભેળ-એકઠા.
છુટ્ટો-બંધ વગરનો.
સમજ્યો-જાણ્યું.
ફીકર-ચિંતા.
હોશિયાર-ખબરદાર, કા-
બેલ.
શાબાસ-વખાણ કરવાં તે.
મજા-ગમત.
દાવ-વારો.
બાકીના-બીજા રહ્યા તે.
વાંસાપર-પીઠપર, બર-
ડાપર. [એક.
વારા ફરતી-એક પછી-
સવાલ-પ્રશ્ન
પોરખી-ઓળખી, જાણી.

સંતાવા–છુપાવા.
લાંબો વખત-ઘણીવાર.
ઓળખ–પારખ.
તરત–જલદી.

**પાઠ ૧૭ મો.**

સાચ–સાચી વાત, સાચવટ.
દેશાઈ–વતનદાર, જાગીરદાર.
પાઘડી–માથે પહેરવાનું લાંબુ લુગડું બાંધીને ગોળ કરેલું તે.
ચપ્પુ–ચાકુ, છરી.
ગમ્યો–પસંદ પડ્યો.
સાચા બોલું–ખરાબોલું, સતવાદી, સાચું.
છયાં–છોકરાં.
લડે–વઢે.
હેત–માયા.
વખાણ્યો–પસંદ કર્યો.
મંડ્યો–વળગ્યો.
કાપ–ચીરો.
ગભરાયો–અકળાયો.
રાજી–ખુશી.
વહાલું–પ્યારૂં.

**પાઠ ૧૮ મો**

શીમ–ખેતર.
બગાડ–નુકશાન
જુઠાણું-ખોટું બોલવું તે.
શરમાઈ–લજવાઈ.
મશ્કરી–મજાક, હાંસી.
પસ્તાય–ખોટું કામ કર્યા પછી મનમાં બળવું તે.
સપડાય–ફસાય.
અમથી–ખોટી, નકામી.
ધાજો–દોડજો, મદદે આવજો.
આસપાસ–આજુબાજુ.
ખેતરવાળા-ખેતરના માલીકો, ખેડુત.
બાપડા–બિચારા.
ખરેખરો–સાચે સાચો.
ગભરાઈ–અકળાઈ.
છેતર્યા–ઠગ્યા.
વારે–મદદે.
ધાયા–દોડી આવ્યાં.
યાદ–ધ્યાન, સરત.

**કવિતાનો અર્થ**—જે માણસ બીજાની મશ્કરી કરે તે મોડો કે વહેલો પકડાય છે, ખોટારૂં તરત જણાઈ આવેછે અને છેવટે જુઠો માણસ પસ્તાય છે.

**પાઠ ૧૯ મો.**

શિઆળ–કોહલું.
જુક્તિ–ઉપાય.
પોકેપોક–બૂમેબૂમ.
દુ:ખ–પીડા.
દયા–રહેમ.
સગાંવહાલાં–કુટુંબી.
વિચાર–મનસુબો.
ગભરાઇને–અકળાઇને.
બચાવે–ઉગારે.
આઘુ દૂર, છેટું.
કબુલકરી–માની, હાપાડી
દરેક–એકેએક.
પ્રમાણે–રીતે.
વારાફરતી–એક પછી એક.

**પાઠ ૨૦ મો.**

ગરીબ–કંગાળ.
ભિખારી–ખાવા પીવાનું જેને ન હોય તે.
અપંગ – લુલા, લંગડા, આંધળા, બહેરા વગેરે.
અન્ન–અનાજ.
ભગવાન–પરમેશ્વર.
આંધળો–આંખોવિનાનો.
ભજન–ઇશ્વરનાં ગીત.
લુગડાં–કપડાં.

ગજવામાં-ખીસામાં.
સેવ - ચણાના લોટનો ખાવાનો બનાવેલો પદાર્થ.
મમરા-ચોખાને શેકીને બનાવેલો ખાવાનો પદાર્થ.
દયા-રહેમ.
ભલું-સારૂં.

**પાઠ ૨૧ મો.**

પ્રભુ-પરમેશ્વર.
ઉજાસ-અજવાળું.
વિદ્યા-ભણતર.
ચંદ્ર-ચાંદો.
સરજાવી-પેદા કરી.
અગણિત-ગણાય નહિ એવા.
હામ-હિમ્મત.
વીસરૂં-ભૂલું.
ઉપયોગી-ખપની, કામની.
દામ-પૈસા.
અન્ન-દાણા.
પાળે-પોષણ કરે.
જીવ-પ્રાણી.
તમામ-બધા.
ઠામ-ઠેકાણે.
દયા-કૃપા.
સેવક-ચાકર, દાસ.

## કવિતાની સમજુતી ( ૩ ).

**અન્વય**—પ્રભુનામ વીસરૂં નહિ, હું કદી પ્રભુનામ વીસરૂં નહિ, સુરજ ચંદ્ર અગણિત તારા ( એ ) ઉજાસને કામ કર્યા ( છે. )

**અર્થ**—હે પ્રભુ! હું તારૂં નામ કદી ભૂલુ નહિ તેં સુરજ ચંદ્રમાં અને ગણાય નહિ, એટલાં ચાંદરણા અજવાળા માટે કર્યા છે, માટે હું કદી તારૂં નામ ભૂલું નહિ.

( ૨ ) **અન્વય**—તેં બહુ ઉપયોગી હવા આપી ( જેનું ) કંઈ દામ બેસે નહિ ( માટે ) હું કદી૦

**અર્થ**—હે પ્રભુ! તેં અમોને ઘણીજ કામની હવા આપી છે, છતાં તેનો એક પૈસો પણ બેસતો નથી, માટે હું કદી તારૂં નામ ભૂલું નહિ.

( ૩ ) **અન્વય**—( તું ) વરસાદથી અન્ન દીએ છે અને તમામ જીવ પાળે ( માટે ) હું કદી૦

**અર્થ**—હે પ્રભુ! તું વરસાદ વડે અનાજ પેદા કરી આપેછે. અને બધા પ્રાણીયોનું પાલણ પોષણ કરેછે, માટે હું કદી તારૂં નામ ભૂલું નહિ.

( ૪ ) **અન્વય**—દહીં દુધ દેવા સૌ ઠામ ગાય ને ભેંસો સરજાવી ( માટે ) હું કદી૦

**અર્થ**—હે પ્રભુ! તેં અમોને દુધ અને દહીં આપવા માટે બધે ઠેકાણે ગાયો અને ભેંસો ઉત્પન્ન કરીછે. માટે હું કદી તારૂં નામ ભૂલું નહિ.

**( ૫ ) અન્વય—( તેં ) આંબો ગુલાબ ( ને ) બદામ ( વગેરેનાં )** ઝાડપાન ફળ અને ફુલ બનાવ્યાં ( માટે ) હું કદી૦

**અર્થ—હે પ્રભુ!** તેં આંબા, બદામ વગેરેનાં ઝાડ, પાન, ફળ અને ગુલાબ વગેરેના ફુલ બનાવ્યાં છે માટે હું કદી તારૂં નામ ભૂલું નહિ.

**( ૬ ) અન્વય—**સેવકને દયા કરી વિદ્યા, સુખ, હામ બહુ આપો ( માટે ) હું કદી૦

**અર્થ—**હું પ્રભુ! આ તારા દાસને કૃપા કરી વિદ્યા, સુખને હિંમત બહુ આપો, હે પ્રભુ! હું તારૂં નામ કદી ભુલીશ નહિ.

---

**પાઠ ૨૨ મો.**

સરદાર–ઉમરાવ, અમીર.
સ્વપનું–ઉંઘમાં આવતા વિચાર.
શિકાર–પ્રાણીઓને મારવાની રમત.
હરણી–મૃગલી.
રૂપાળું–સુંદર.
મન થયું–ઇચ્છા થઈ.
ઉપાડી–ઉંચકી.
પાછળ–પછવાડે.
રાજી–ખુશી.
વહાલા–પ્યારા.
છલંગ–કુદકો.
પાડ–ઉપકાર.
વારેવારે–દરેક ફેરે.
દેવતાઈ–અલૌકિક.
પુરૂષ–માણસ.
બેટા–દીકરા.
રાજા–દેશનો ધણી.

**પાઠ ૨૩ મો.**

રૂપાળું–સુંદર,મજાનું.
ભંડારીઆમાં – બારણાવાળાં તાકામાં.
હંમેશાં–રોજ, દરેક વખતે.
ભોગ જોગે-નશીબ જોગે.
રસોડામાં-રાંધવાની જગ્યામાં
મણા–ખામી.
પોળી–રોટલી.
ઉંદરીઉં–ઉંદર પકડવાનું પાંજરૂં.
ઉંદરડી–ઉંદરનું બચ્ચું.
ભરાઈ–સંતાઈ.
ખુશી–રાજી.
બાકું–કાણું.
મજાનું–સારૂં.
પાર–છેડો.
વલે–હાલત.

**પાઠ ૨૪ મો.**

પોલ–પોલાણ.
ફેણુ–સાપની પહોળી કરેલી ગરદન.
જોરાવર–જબરો.
ઝેરી–ઝેરવાળો.
પછાડા–અફળાટ.
ઝાઝા–વધારે.
પ્રાણ–જીવ.
ફુંફાડા–ફુંફું અવાજ કરવો તે.
ચટકા–ડંખ, બચકાં ભરવાં.
વેર–અદાવત.
કાંઠો–કિનારો.
દર–કાણું. સાપને રહેવાનું ઘર.
વાર–વખતે.
રસ્તો–મારગ.

બીતો-ડરતો.
પંખી-પાંખવાળુ જનાવર.
છુંદી-ચગદી, કચરી.
છોલાઈ-ઘસાઈ.
વળગીને-બાઝીને.
દીધા-ભર્યા.
પછાડી-અફાળી.
વાસ-ગંધ સોરમ.
ભેગી-એકઠી.
અંતે-છેવટે.
નાગ-મોટો સાપ.

**કવિતાનો અર્થ**—બળ વગરના પણ વધારે માણસથી કદી અદાવત કરીએ નહિ, જેમ આવી રીતે કીડીએ કાળા સાપનો જીવ લીધો તેમ આપણે પણ મરવું પડે.

**પાઠ ૨૫ મો.**

સેવા-ચાકરી.
અમાપ-ઘણીજ.
મનસુબો-વિચાર.
તીરથ-જાત્રા.
અચરજ-નવાઈ.
આશીશ-આશીરવાદ.
કાવડ-વચમાં કામડીને બે છેડે બે શીંકાં લટકાવેલાં હોય તેવું પાણી વીગેરે લઇ જવાનું સાધન.
સંતાપ-પીડા, દુઃખ.
લુલાં-લંગડાં.
ધન-પૈસો.
પરખી-જાણી.
તેવાર-તે વખતે.
ખાંધે-ખભે.
હેત-વહાલ.
રાજી-ખુશી.
અપાર-ઘણી.
ફરજ-કરવા લાયક કામ, ધર્મ.
મહેર-દયા
લીલાલહેર-આનંદશુખ.

## ( કવિતાની સમજુતી ) ( ૪ ).

**અન્વય**—( એક ) ઘરડાં લૂલાં આંધળાં ગરીબ મા ને બાપ ( હતા ) તેનો માધવ ( નામે ) દીકરો ( હતો તે ) અમાપ સેવા કરે.

**અર્થ**—એક આંધળા, લૂલાં, ઘરડાં અને વળી ગરીબ માબાપ હતાં, તેમને એક માધવ નામનો છોકરો હતો તે તેમની ઘણીજ ચાકરી કરતો હતો.

( ૨ ) **અન્વય**—માધવને માબાપ કહે ( કે ) મનની વાત સાંભળ ( જો ) ધન ને આંખો હોત તો તીરથ કરવા જાત.

**અર્થ**—માબાપ માધવને કહે કે તું અમારા મનની વાત ( ઇચ્છા ) સાંભળ જો અમારી પાસે પૈસા હોત તો અને અમારી આખો હોત તો અમે જાત્રા કરવા જાત.

( ૩ ) **અન્વય**—માબાપનું મન પરખી ( તેમને ) સુખ કરવા ધારી ( વિચાર્યું કે ) કાવડ કરીને ફેરવું તો આ દુઃખ જાય.

**અર્થ**—એવી રીતનું માબાપનું મન જાણી તેમને જાત્રા કરાવી, સુખ કરવું, એમ નક્કી કરી, વિચાર કીધો કે જો હું કાવડ કરીને તેમને ફેરવું તો તેમનું આ જાતરા સંબંધી દુઃખ જાય.

( ૪ ) **અન્વય**—એવો મનસુબો કરી કાવડ તૈયાર કરી ( અને ) તેવાર માત પિતા બે પાસે બેસાડીઆં.

**અર્થ**—માધવે એવો વિચાર કરી કાવડ બનાવી તેની એક બાજુ મા અને બીજી બાજુએ બાપને બેસાડયા.

( ૫ ) **અન્વય**—કાવડ ખાંધે ભેરવી તીરથ કરવા જાય આ માધવના હેતથી સૌને અચરજ થાય.

**અર્થ**—માધવ ખભે કાવડ ભેરવી મા બાપને ઊંચકી જાતરા કરવા જાયછે, આવું માધવનું માબાપ ઉપર હેત જોઈ બધા લોકોને નવાઈ લાગી.

( ૬ ) **અન્વય**—આવા દીકરા ( ને ) ધન ધન માને બાપ ધન ધન દીકરા ( આવા ) સારા હોય તો સંતાપ રહે નહિ.

**અર્થ**—આવા માબાપના સુખને માટે મહેનત લેનાર દીકરાને ધન્ય છે, અને એવા દીકરાનાં માબાપને પણ ધન્ય છે. બધાના દીકરા એવા સારા હોય તો પછી માબાપને જરાપણ દુઃખ રહે નહિ.

( ૭ ) **અન્વય**—સઘળા તીરથ ફેરવી જેવાર ઘેર ગયો ( તેવાર ) માતાપિતા રાજી થયાં ( અને ) અપાર આશીષ દે.

**અર્થ**—બધા તીરથની જાત્રા કરાવીને જ્યારે ઘેર ગયો ત્યારે માબાપ બહુ રાજી થયાં અને તેમણે ઘણી આશીષ દીધી.

( ૮ ) **અન્વય**—દીકરે ફરજ બજાવી ( તો ) પ્રભુએ મહેર કીધી ( એમ ) માબાપને સુખ આપે ( તેને ) લીલા લહેર થાયે.

**અર્થ**—દીકરાએ માબાપની સાથે જેવા રીતે વર્તવું જોઈએ તેમ માધવે કર્યું તો તેના પર પરમેશ્વરે દયા કરી ઘણું સુખ આપ્યું, તેવીજ રીતે જે છોકરા માબાપને સુખ આપે તેમને પણ પરમેશ્વર ઘણું આપે જેથી આનંદ થાય.

**પાઠ ૨૬ મો.**

ચતુરાઇ–ચાલાકી.
કુજ્ને–ભોટવો.
સુઝી–જડી, યાદ આવી.
વિચાર–મનસુબો, સારૂં નરતું ખરૂં ખોટું તપાસવું ત.
કાંકરા–પત્થરઈંટોનળીઆં વીગેરેના નાના કટકા.
ઉપાય–ઇલાજ.
ધીરજ–હિંમત, સબુરી.
તરસ–શોષ, પાણી પીવાની ઇચ્છા થતી તે.
વાડામાં–ઘરની પછવાડેના ચોગાનમાં.
ફાંફાં–વલખાં, ડાફાં.
પાસે–નજીક.
માંહે–અંદર.
આખરે–છેવટે.
વેળા–વખત.
રાજી–ખુશી.
નાચતો–કુદતો.
છુપાઇને–સંતાઇને.
કાજ–માટે, સારૂ.
કંકર–કાંકરા.
કઠણ–સખત.
જલદી–તરતજ.

---

**કવિતાનો અર્થ**—ભોટવાનું ઉંડું પાણી ઉપર લેવા માટે કાગડાએ કાંકરા નાંખ્યા તેથી પાણી ઉપર આવ્યું તે આજ પીધું. ૧

ધીરજ અને ચતુરાઇથી જે કઠણ કામ હોય તે પણ જલદીથી પુરૂં થાયછે માટે ભલે સૌ કરી જુએ. ૨

**પાઠ ૨૭ મો.**

કાપણી–અનાજ છોડવા સુદ્ધાં કાપવું તે.
મહેનત–મજુરી.
આથમતા–આથમીજતા.
બરચી–ભોકી.
ભાણ–સુરજ.
મલકાવી–હસતું મોં કરી.
વંતાક–એક જાતનુંશાક વેગણ.
દાતરડાં–અનાજ કે ઘાસ કાપવાનું વાંકું હથીઆર.
ચચ્ચાર–ચાર ચાર.
દહાડીઆ–મજુરી કરનાર.
પટેલ–ખેડુત.
વઢાઈ–કપાઈ.
મદદ–સહાય.
ભાથું–ખાવાનું.
તાજા–હુંશિયાર.
માખણ–દહીંને વલોવવાથી જે ધોળો હલકો પદાર્થ છાશ ઉપર તરે છે તે.
માંડો–શરૂ કરો.
બુડે–આથમે.
ચાસ–ઓળ.
આમ–આવી રીતે.
લાગ્યાં–આવ્યાં.

**પાઠ ૨૮ મો.**

ખળાં–ખેતરમાં અનાજ એકઠું કરવા શારૂ ચોખા કરેલી જગ્યા.
પાથરા–કાપવાથી ભોંયે પડેલા છોડ.
પગર–દાણા મસળવાને તેનાપર ઢોરને ફેરવે છે તે.
કુંવળ–ઘઉંનું પરાળ.
ખળી–દાણા મસળવાની જગા.

પટલાણી-પટેલની વહુ.
કારભાર-વહીવટ.
હાલરાને-હારને.
ઉપણી-ઝાટકી.
હોંસીલી-ઉમંગી.
પહોચ્યાં-પુગ્યાં.
દેખાવ-ચિતાર.
ભોર-ઘાસ ભરેલું ગાડું.
ઠાલવ્યો-ખાલી કીધો.
છેવટે-આખરે.
પાક-અનાજની પેદાશ.
ઉજાણી-જ્યાફત.

**પાઠ ૨૯ મો.**

કાપણી-ઘાસ વીગેરે કાપવાનું કામ.
ડુંડાં-કણસલાં.
સંપે-હળીમળીને.
ઉમંગે-હોંશથી.
ફાલ-પાક.
કોળી-કલ્લા.
આમ-આ બાજુ, આવી રીતે.
તમામ-બધા.
માસ-મહિના.
પીરસી-આપી.
સદાય-હમેશાં.
ઉભરાયો-ઘણો ફળ્યો.
સુંદર-સારો.
લણીએ-અનાજના ડુંડાં કાપીએ.
ખંત ધરી-હોંશ રાખી.
કાં-કેમ.
ખળું-અનાજ મસળવાની જગા.
હૈયે-મનમાં.
હામ-હિંમત.
લણણી-ડુંડાં કાપવાનું કામ.
ઘાસ-ચારો.
પૂળા-જુડીઓ
ગાડું-સામાન ભરવાનું અને બેસવાનું વાહન.
વાળું - રાત્રે જમવાનું જમણ.

## કવિતાની સમજુતી ( ૫ ).

**અન્વય**---હે બાળકો ( તમો ) તમામ આમ આવો ( આમ ) આવો આપણ કાપણીનું કામ ઉમંગે કરીએ.

જો જો પેલી વાદળીઓ વરસીને ચાલી જાય ( છે ) બાર માસનું અનાજ પીરસી ( ને ) સદાય સંપે રહે.

**અર્થ**--અરે છોકરાઓ ! તમે બધા અહીં આવો આપણ હોંશથી કાપણીનું ( ખેતરમાંથી ડુંડા કાપવાનું ) કામ કરીએ.

જુઓ ! જુઓ ! પેલી વાદળીએ વરસાદ વરસાવીને જાય છે, તે એક વરસ દીવસનું અનાજ પાકે એટલું પાણી પીરસીને પછી હમેશાં સંપથી રહેછે. માટે છોકરાઓ૦

( ૨ ) **અન્વય**—ખેતર માંહે કેવો સુંદર ફાલ ઉભરાયો છે ( તેને ) સૌ ચાલો ખંત ધરીને લણીએ, કાલ કાં કરીએ.

**અર્થ**—ખેતરમાં ફાલ કેવો સારો ફાલી નીકળ્યો છે. તે ફાલને ચાલો આપણે બધા હોંશ રાખીને કાપી લઇએ, કાલ શા માટે કરીએ માટે છોકરાઓ૦

**( ૩ ) અન્વય**—હાથે વાંકું દાતરડું લઈ ડુંડાં આમ કાપો, ( તેને ) લઈ ખળામાં ઢગલો કરતાં હૈયે હામ રાખો.

**અર્થ**—હાથમાં વાંકું દાતરડું લઈ આવી રીતે ડુંડાં કાપો, તેને લઇને ખળામાં ઢગલો કરતાં મનમાં હિંમત રાખજો માટે છોકરાઓ૦

**( ૪ ) અન્વય**—અનાજની લણુણી પુરી થઈ, સર્વે ઘાસ કાપો, (અને) ચાર ઘાસની ફોળી લઇને સૌ આ પાસ મૂકો.

**અર્થ**—ડુંડાં કાપવાનું કામ પૂરૂં થયું તેથી બધા ઘાસ કાપો, અને ઘાસના કલ્લા લઇને સૌ એક બાજુએ મૂકો. માટે છોકરાઓ૦

**( ૫ ) અન્વય**—પુળા કરી ગાડામાં નાંખી કામ પુરૂં કરીએ, ( અને ) ઘેર જઈ વાળુ કરી સરવે ઇશ્વરનું નામ લો.

**અર્થ**—ઘાસના જુડા બાંધી ગાડામાં નાંખી કામ આટોપી ( પરવારી ) લઇએ, એટલે ઘેર જઈ વાળુ ( રાતનું ભોજન ) કરી, આપણે સૌ ઇશ્વરનું નામ લઈ, તેનું ભજન કરો. માટે છોકરાઓ૦

**પાઠ ૩૦ મો.**

| | | |
|---|---|---|
| ખળાં—અનાજ મસળવાની જગા. | આવાર—હમણાંજ. | ઉપણીએ-કચરો કાઢીએ. |
| ખેડુત—ખેતી કરનાર. | દીસે—દેખાય. | તમામ—બધો, સર્વે. |
| અનાજ—દાણા. | છૂટું—જુદું. | કોથળા—ગુણો. |
| ડુંસાં—ફોતરાં, છોતરાં. | સરસ—સારા. | કાજ—કામ. |
| | પિલાય—કચરાય. | ફળ—બદલો. |
| | કણ—દાણા. | મહેનત—મજુરી. |

## કવિતાની સમજુતી. ( ૬ ).

**અન્વય—( હે )** બાળકો આવાર આવો. જો ખળાં તૈયાર દીસે ( છે ) ચાલો આજ ડુંડાંમાં રહેલું અનાજ છૂટું કરીએ.

**અર્થ**—હે છોકરાઓ તમે હમણાં અહીં આવો, જુઓ! ખળાં તૈયાર થએલાં દેખાય છે માટે ચાલો આજ આપણે ડુંડામાં રહેલા અનાજના દાણા છુટા પાડીએ.

( ૨ ) **અન્વય**—જેમ બળદો ગોળ ફરતા ( હોય ) તેમ આપણે સૌ ફરીએ, ( તેથી ) જો ડુંડાં સરસ પિલાય તો તરત છૂટા કણ થાય.

**અર્થ**—જેમ ખળાંમાં બળદો ગોળ ફરતા હોય છે તેમ આપણે બધા ફરીએ, જો સારી રીતે ડુંડાં ચકદાય ( કચરાય ) તો તેમાંથી અનાજના દાણા તરત છુટા થાય.

( ૩ ) **અન્વય**—આમ ટોપલામાં ભરીએ ( અને ) તમામ અનાજ ઉપણીએ, ( તેથી ) જો! જો! ફુંસાં ઉડી જાય ( છે, ને ) બધા કણ નીચે વરાય ( છે ).

**અર્થ**—આવી રીતે તમામ અનાજ ટોપલામાં ભરીને ઉપણીએ ( ઝાટકીએ ) તેથી જુઓ! જુઓ! ફોતરાં ઉડી જાયછે, અને બધા દાણા નીચે વેરાય છે.

( ૪ ) **અન્વય**—સાથ કોથળાઓ લઇએ ( અને ) આમ હાથો હાથ ભરીએ ( જો ) ખેડુતોનું કાજ કરીએ ( તો ) આજ મહેનતનું ફળ મળે.

**અર્થ**—આપણે સાથે કોથળા લઈ તેમાં આવી રીતે હાથેહાથ અનાજ ભરીએ, જો આપણે ખેડુતનું કામ કરીએ તો આપણને આજ મહેનતનું ફળ મળે.

# ગુજરાતી પહેલી ચોપડીના અર્થ.

## ભાગ ૨ જો.

**પાઠ ૩૧ મો.**
આકાશ–ગગન.
સહેલ–મજા, ગમત.
નીકળ્યા–ચાલ્યા.
ચંદ્રમા–ચાંદો.
ત્યારપછી–તેની પછી.
મેદાન–સપાટ જમીન.
અજવાળું–પ્રકાશ.
ઝગઝગે–ચકચકે, તગે.
આથમે–સૂરજ દેખાતો બંધ થાય.
ઝાંખો–તેજ વગરનો.
કામઠું–ધનુષ.
દહાડો–દિવસ.
ગગન–આકાશ.
વાર–વખત.
તારા–ચાંદરણાં.
વહેલા–જલદી.

**પાઠ ૩૨ મો.**
ભાગ ૧ લો.
વરસાદ–મેઘ, આકાશમાંથી પાણી પડે તે.
દરીઆમાં–સમુદ્રમાં.
ફોરાં–મોટા છાંટા
બેસાડ્યાં–ગોઠવ્યાં.
સવારે–દીવસ ઉગતાં, પ્રભાતે.
ઓટલો–ઘરને લગતો ચોતરો.
ઢંકાઈ–દબાઈ.
જરૂર–ખપ, કામ.
પોચી–નરમ.
તળાવ–પાણી ભરાઈ રહે તેવો મોટો ખાડો, નાનું સરોવર.
નદી–વહેતા પાણીનો ઝરો.
રથ–ચાર પૈડાંવાળી બેસવાની ગાડી.
પવન–વા, વાયરો.

**પાઠ ૩૨ મો.**
ભાગ ૨ જો.
થોભ્યાં–અટક્યાં [વાનું.
પરસાદ–જમવાનું, ખારેલમરેલા–રેલછેલ.
ચોકખી–સાફ. [શાક.
કારેલાં–એકજાતનું કડવું
બિચારા–બાપડા.
ઘેબરીઓ–ઘેબરના જેવો મીઠો, જાડા રોટલા.
નેવલે–નેવાંએ, ઘરના છાપરા ઉપરનાં નળીઆંની પાણી જવાની બોભણુ.
મજા–ગમ્મત. [ગામ.
ગામડાં–થોડાં ઘરવાળાં
માંડ્યા–લાગ્યા.
કચરો–પૂંજો. [નાકડકા.
કાંકરા–નળીઆને પથરાપછડાતા–અફળાતા.
તણાઈ–ખેંચાઈ.
નાચતાં–કુદતાં.
છેવટે–છેલ્લે આખરે.
ગીત–ગાયન.
ઉની ઉની–ગરમાગરમ.
નઠારી–ખરાબ.
તાણી–ખેંચી.

**કવિતાનો અર્થ**—હે વરસાદ તું આવ, જેથી અમોને ઘેબરીઓ પરસાદ, ઉનીઉની રોટલી અને કારેલાનું શાક ખાવા મળે.

હે વરસાદ તું એટલો બધો આવ કે નેવે પાણી આવીને નઠારી છોકરીને દેડકાં તાણી જાય.

## પાઠ ૩૩ મો.

ઢેફું–રોડું, દગડું.
મટોડી–માટી.
કાદવ–કીચડ, પાણીમાં કોહેલી માટી.
શાહી–રૂશનાઈ, લખવા માટે મેસ, હીરાકશી વીગેરેની બનાવેલી તે.
પ્યાલામાં – પવાલામાં, ગ્લાસમાં.
તળીએ–નીચે.
ડહોળું–કચરાવાળું.
નીતર્યું–ચોકખું.
રસ્તા–મારગ.[દબાયતેલું.
પોચું–નરમ,દાબીએ તો
રેતી–ઝીણી રેત.
ઘસડી–ખેંચી.
કઠણ–સખત.
ધારવાળા–કોરવાળા.
કુકડા–ટુકડા.
ભોય–જમીન.
કાંકરી–જાડી રેતી.
ખરે–નીચે પડે.
ચૂસી–શોસી.

## પાઠ ૩૪ મો.

માટી–મટોડી.
ઈંટવાડો–ઈંટો પકવાની જગા. [લોટ.
કણક–ધરૂનો કેળવેલો
સીંચ્યાં–ખડકયાં.
નળીઆં–હીકરાં, નાળો.
ઘાટ–આકાર.
કોઠી–દાણા ભરવા માટે માટીનુંબનાવલું મોટું વાસણ.
ચપ્પુ–ચાકુ.
ભઠ્ઠી–માટીનાં વાસણ પકવવાની જગા.
કોડીઆ–દીવા કરવાના માટીના પ્યાલા.
ભોંયમાંથી–જમીનમાંથી.
તપાસી–જોઈ.
કઠણ–સખત.
ચીકણી – ચીકાશવાળી, ચોંટે એવી.
નરમ–પોચી.
ભાગ–કકડા.
જોર–બળ.
ઝટ–તરત.
કાણાં–બાકોરાં.
રેડી–નાંખી. [ગાગર.
ઘડા–પાણી ભરવાની

## પાઠ ૩૫ મો.

ધાતુઓ–ખનિજ પદાર્થો.
સળીઓ–ગજીઓ.
હથોડા–ટીપવાનું ઓજાર.
જતરડામાં–લોઢાનું કાણાવાળું ( તાર કરવાનું ) ઓજાર.
લાલચોળ–ઘણોજ રાતો.
પિત્તળ–વાસણ બનાવવાની જસત અને તાંબાની મેળવણીની બનાવેલી ધાતુ.
ઓછાવત્તા–થોડા ઘણા.
ટીપ્યો–ઘડયો.
ઓળખાવ્યા– ઓળખાણ પાડી.
છેટે–દૂર.
લુહાર–લોઢું ઘડનાર.[ચો.
ધમણ–દેવતા ફુંકવાનોસં-
તપાવ્યો–ગરમ કર્યો.
ખુબ–ઘણોજ.
એરણ–સોની લોકો જેનાપર મૂકી ટીપે છે તે ઓજાર.
તાર–વાળો.
ચળકેછે–ઝગઝગે છે.

કશાના-કોઇપણવસ્તુના.
ઝાંખો-ચળકાટ વગરનો.

**પાઠ ૩૬ મો.**

નાણું-ધન.
શેઠ-સાહુકાર.
કોથળી થેલી.
વટાવ્યા-છુટાપૈસાલીધા.
ઢગલી-એક જગ્યાપર એકઠા કરવા તે.
રૂપીઓ-રૂપાનું નાણું.
અડધો-આઠ આનાનું રૂપાનું નાણું
ઢબુ-બેવડો પૈસો.
મહોર-પંદર રૂપિયાનું સોના નાણું.
બજારે-ચૌટામાં.
અધેલા-અરધા પૈસાનો સિક્કો.
સલામ-જમણો હાથ કપાળે અડકાડવો.

**પાઠ ૩૭ મો.**

કુહાડી-લાકડાં કાપવાનું ઓજાર.
તકરાર-લઢાઇ, ટંટો.
મોટાઇ-વડાઇ, આબરૂ.
મુદર-કુહાડીનો ઉપલો ભાગ.
[નાર.
લક્કડફોડા-લાકડાં ચીર-
દીકરી-છોકરી.
ચળકાટ-ઝળકાટ.
કોદાળી-જમીન ખોદવાનું લોઢાનું ઓજાર.
ધાર-કોર.
ચીરૂં-ફાડું.
જીવ-પ્રાણ.
તોલે-બરાબર.
નાકું-કાણું.
સખત-કઠણ.
ફાટફાટ-ચીરાઇજાયતેમ.
કપડાં-લુગડાં.
વઢી-લઢી.
બિચારી-બાપડી.
વાર વખત.
પેદા થયાં-ઉપજ્યાં.

**પાઠ ૩૮ મો.**

વાડી-બાગ. [ઝાડ.
જમરૂખી - જામફળનું
ત્રિકોણ-△ત્રણ ખૂણા.
લલકારતો-રાગ કાઢીબોલતો.
ક્યારા-ચારે બાજુએ પાળ કરેલી હોય એવા જમીનના કટકા
મધપુડો-મધમાખીને રહેવાનું ઘર.
લીલાંછમ-ઘણાંજલીલાં.
આકાર-ઘાટ. [ફૂલ.
ગલગોટા-એક જાતનું
માળી-ફુલ વેચનાર. [વર.
પંખી-પાખવાળાં જના-
ડાળી-પાંખડી.
કોસ-કુવામાંથી પાણી કાઢવાને ચામડાનું કોથળી જેવું બનાવેલું હોય તે.
થાળુ-કુવાને મથાળે પાણી ભરવાને બાંધેલું હવાડા જેવું હોય તે.
નીક-પાણીજવાનો રસ્તો.
ખૂશ ખૂશ-રાજી રાજી.

**પાઠ ૩૯ મો.**

છોડવા-નાનાં ઝાડવાં.
કળી-ઉઘડ્યા વગરનું ફુલ.
દાંડી-ડાળી.
મૂળીઉં-મૂળ.
પથરાય-ફેલાય.
સમજાશે-ખબર પડશે.
સુકાઇ-મરી જઇ.
કોહળાનો-એક જાતના શાકનો.
જીવતા-જીવવાળા.
વચ્ચે-વચમાં.
ઉખેડી-ઉપાડી.
થડ-મૂળ અને ડાળાંની વચ્ચેનો ઝાડનો ભાગ.
ફૂટેલી-નીકળેલી.
ડાળી-ઝાડના મોટા ફાંટા.

પાંદડાં-પાંતરાં.
ખીલશે-ફૂલશે.
રોજરોજ-દરરોજ.
પેઠે-જેમ, રીતે.

**પાઠ ૪૦ મો.**

ખરબચડી-ખાડા ટેકરાવાળી.
ટટાર-સ્થિર.
ખુરશી-બેસવા માટે કરેલું લાકડાનું ટેકાવાળું આસન.
મૂળીઆં-મૂળ.
ડાળી-ફણગા.
નળ-ભુંગળું.
છાલ-છોડાં.
મેજ-ટેબલ.
ખાટલો-ઢોલીયો.

**પાઠ ૪૧ મો.**

તુરીઉં-એકજાતનું શાક.
આરીઆના - કાકડીના, ચીભડાના.
માંડવા-મંડપ.
શાક-તરકારી.
છાપરૂં-ઘરની છેક ઉપરનો ભાગ.
લીલુંછમ-ઘણું લીલું.
છોડવા-નાના ઝાડવાં.
વળગીને-બાઝીને.
પથરાઈ-ફેલાઇ.
વીટળાઇને-અમળાઇને.
તરબુચ-કલીંગડ.
જણાતાં-દેખાતાં.
ઉખેડયો-ઉપાડયો.
બતાવ્યાં-દેખાડયાં.
ટૂકાં-નાનાં.
અંતરે-છેટે.
ગાંઠા-ગાંઠ.

**પાઠ ૪૨ મો**

કયાં-કયે ઠેકાણે.
ગોટલો-મોટાફળમાંઅંદર ની બાજુનું જે કઠણ ભાગ હોય તે.
પાકેલી-રસદાર.
ભગવાન-ઇશ્વર.
જતન-સંભાળ.
લાગી-મંડી.
દહાડા-દિવસ.
વાસ-ગંધ. સોરમ.
બાઝી-વળગી.
પવને-વાયે.
ભાર-બોજો,વજન,તોલ
નીચી-જમીન તરફ.
ડીલ-શરીર.
ગર-ગરભ, ગલ.
બી-બીજ, બીચું.
સવારમાં-પ્રભાતમાં.
દાબજે - દાબી દાબીને પોચી કરજે.
ઢીલો-પોચો.
ડીઠું-ડીચું.
ફેંકી-નાંખી.
ત્યાં-તે ઠેકાણે.

**પાઠ ૪૩ મો.**

હીંડે-ચાલે.
નિરાંતે-શાંતિથી.
વગડાઉ-જંગલી
અમળાઇને-વળીને.
વાગોળવું-ખાધેલું મોંમાં પાછું લાવી ચાવવું.
જબરા-જોરાવર, બળવાળી.
જડબાં-ડાચાં.
જોરાવર-જબરી, મજબૂત.
ધીમેધીમે-હળવેહળવે.
ભસતો-આરડતો, કુતરો ઘુરકતો હોય તે.
ફાટ-ચીરો.
ઉતરી-ખુંચી. પેંસી.
ચામડી-ખાલ
કઠણ-સખત.
ખાડા-ખાબોચીયાં.
વાર-વખત.
લગી-સુધી.
ગમે-પસંદ પડે.
પૂરી પડે-પહોંચી વળે.

**પાઠ ૪૪ મો.**

ડુંગરાં-ટેકરા,નાનાપર્વત.

ચતુંપાટ-ચતું. [ફાવર.
મજબુત બળવાળા, જે-
ભરવાડ-બકરાને ઘેટાંના
ગોવાળ.
સોબત-સંગત, સાથ.
લાગ-દાવ. [સાથમાંથી.
ટોળામાંથી-જથામાંથી,
છટકી-નાસી.
રસ્તે-મારગે.
ભાવતો-પસંદ પડતો.
કડણુ-અઘરૂં.
માંડી-ગોઠવી.
ઠરતા-ટકતા.
વારેવારે-હરઘડી.
કુદકો-ઠેકડો.
ગબડયું-ગબડી પડયું,
નીચે પડયું.
શોધવા-ખોળવા.
ઉંચકીને-ઉપાડીને.
ભૂલ-ચૂક.
કીધી-કરી.
યાદ રાખજે-સરત રાખજે, ધ્યાન રાખજે.
ફેર-તફાવત.
આછા-છેટે છેટે.
ઉન-ઘેટાંના વાળ.
ભાર-બોજો.

**પાઠ ૪૫ મો.**

ગુણ-ફાયદો.
જણસો-વસ્તુઓ, ચીજો.
પેંડા-માવા ને ખાંડનો
બનાવેલો પદાર્થ.
દોહ્યા-દૂધ કાઢયા.
શીખંડ-દહીં ને ખાંડનો
બનાવેલો પદાર્થ.
દૂધપાક-દૂધને ઉકાળી
ચોખા ખાંડ નાંખી
બનાવેલો પદાર્થ.
જાનવર-જનાવર, પશુ,
પક્ષી વગેરે.
લોચા-લચકા.
બાસુદી-દૂધ ને ખાંડનો
બનાવેલો પદાર્થ.
વધારે-બહુ.
મીઠું-મળ્યું.
ઠંડુ-ટાઢું.
બગડી-ખરાબ થઈ.
આંચળ-થાન, ધાઈ
મેલ-કચરો.
તર-મલાઈ.

**પાઠ ૪૬ મો.**

ડાઘીઓ-ડાઘવાળો.
શિઆળ-કુતરાના જેવું
જનાવર.
પરસેવો-ઘામ, ડીલમાંથી
પાણી નીકળે છે તે.
ચાલાક-ચંચળ.
પ્રાણી-જનાવર.
ઝોકાં-ડોલાં.
ચશ્માં-આંખોએ પહેરવાની કાચની તખતી.
કારકુન-મેહેતો. [નહિ.
કકરા-ખડબચડા, લીસા
બબ્બે-બેનું જોડકું.
રાજા-ઉપરી.
પસંદ-ગમતું.
સભા-મંડળ.
ગુપચુપ-છાનામાના.
અંતે-છેવટે.
જણાય-માલમ પડે.
ગંધ-વાસ.
એકદમ-તરત.
સઘળા-બધા.
રીઝે-ખુશી થાય.
વચ્ચે-વચમાં, અંદર.
તીણા-અણીદાર.
ખોરાક-ખાવાનું.
જડબાં-ડાચાં.
છેલ્લી-છેવટની.

**પાઠ ૪૭ મો.**

પંખી-પાંખવાળાં જાનવર. [મૂકેછે તે.
ઇંડાં-પક્ષી વીયાય ત્યારે
બચ્ચાં-ઇંડાંમાંથી નીકળેછે તે.
સમડી-એક જાતનું પાંખવાળ જનાવર.

કબુતર – એક જાતનું પક્ષી. [નાર પંખી.
જલકુકડી–પાણીમાં રહે-
જનાવર–જાનવર.
ડીલે–શરીરે. [ ઘર.
માળા–પંખીને રહેવાનું
પડ–અસ્તર,
જોડાયેલા–બંધાયલાં.
તરતાં–પાણીની સપાટી ઉપર રહેતાં.

પાઠ ૪૮ મો.

ભુખ્યો–ખાધા વગરનો.
જીવજંતુ–નાનાં જીવડાં.
વિચાર–મનસુબો.
લુચ્ચા–ખળ, ઢોંગા.
કોહેલું–સડેલું.
સળેલું–જે વસ્તુમાં કીડા પડ્યા હોય તેવું. [ઘર.
પાંજરૂં–પોપટને રાખવાનું
તરબુજ–કલીંગડ.
કુકડો–હુકડો.
મૂક્યો–મેલ્યો.
ધારીને–જાણીને.
ફેર–તફાવત.
છેડેથી–નાકેથી.
સીધી–પાધરી.
કુદતો–નાચતો, થેકાતો.

પાઠ ૪૯ મો.

ચડીકું–અંદર કંઈ ?ી- જેને ઉપર કાગળ વીંટાળેલો હોય તે, નાના પડા.
હલાવ્યું–ડોલાવ્યું.
મહેતાજી–છોકરાને ભણાવનાર, માસ્તર.
હળદર–અવેજ(એક જાતનું મૂળ અંદર પીળા રંગનું તે દવાના ને રસોઇના કામમાં આવે છે.)
રકેબી–તાસક, તબકડી.
ચમચો–નાની કડછી.
પ્યાલું–પ્રવાલું, જામ.
રેડી–નાંખી.
મેળવી–ભેગો કરી.
ખરેખરો–સાચો.
બરાબર–સરખો.
મળતો–ભળતો.
સરખે ભાગે–બરાબર.

પાઠ ૫૦ મો.

પારણું–ઘોડીઉં.
પાંગરા–પારણું બાંધવા ની દોરી. [ચકરડી.
ભમરી–લાકડાની ફુદડી,
મખમલ–એક જાતનું ઉનનું કપડું [નેલી
ચિનાઈ–ચીન દેશની બ-
દોયણાં–પારણું બાંધવા- ની દોરી. [ખેંચવી.
ધુમણુ-ગીતગાતાં દોરી
મશરૂ–એકજાતનું રેશમી કાપડ.
રસીલા–રસીયા.
તળાઈ–ગાદલું, ગદેલું.
મણી–છોકરીનું નામ છે.
નટુ–છોકરાનું નામ છે.
ઝોળી–ખોઈ.
ઝાપટી–ખંખેરી.
પરોવ–ઘાલ.
ભેરવ–વળગાડ [તિંઓ.
પુતળીઓ-લાકડાની મૂ-
પોચી–નરમ.
મજા-ગમ્મત.
હીરની–રેશમની.
ઝુલાવવા–હીંચોળવા, હલાવવા.
હાલરડું-બાળકને ઉંઘાડતાં ગાવાનું ગીત.
ગીતે–ગાઇને.
રંગીત-રંગેલું.
પોઢો–સુઓ.
ઝાઝા–વધારે.
હેતે–પ્રીતે.
ઝુલાવું–હીંચકા નાખું.
પધરાવું–બેસાડું.
ચીતરેલ–ચીતરેલી.
પઢાવું–શીખાવું.

| | | |
|---|---|---|
| ભલી–સારી. | ચાદર–પછેડી, ઓછાડ. | ઘેરાંઘેરાં–મધુરાં. |
| મોરલો–મોર. | સેજ–પથારી. | લાડકડા–લાડકા, વહાલા. |
| મઢાવું–જડાવું. | બિછાવું–પાથરૂં. | ગજવે–ખીસામાં, ધું-જામાં. |
| તાજી–તરતની ભરેલી. | હીંચોળું–ઝુલાવું. | |

---

## કવિતાની સમજુતી. ( ૭ )

**અન્વય**—ભાઇને હાલરડું વહાલું રે ( તેથી હું ) ગીતે ઘુમણુ ઘાલું રે ભાઇને.

રસીલા રંગીત પારણે પોઢો ( હું ) ઝાઝા હેતે ઝુલાવું, ભાઇને પારણીએ ભમરી જડવું ( અને ) પુતળીઓ પધરાવું—ભાઇને૦

**અર્થ**—મારા ભાઇને ઉંઘાડત્તાં ગાવાનુ ગીત ઘણું વાહલું લાગેછે તેથી ગીત ગાતાં દોરી ખેંચીને હીંચકાં નાખું.

હે રસીયા? રંગેલા ઘોડીઆમાં તમે સુઇ જાવ, હું તમને ઘણા હેત વડે હીંચકા નાખું, હે ભાઇ તમારે ઘોડીએ ફુદડીઓ ચોઢાવું અને લાકડાની પુતળીઓ બેસાડું—મારા ભાઈને૦

( ૨ ) **અન્વય**—પારણે ચીતરેલ ચાંચની ચકલી ચઢાવું (અને) પોપટ પઢાવું, ભાઇને ભલી રીતેથી રમવા મોરલો સોને મઢાવું—ભાઇને૦

**અર્થ**—ઘોડીઆ ઉપર ચીતરેલી ચાંચવાળી ચકલીઓ અને ભણુતો હોય એવી રીતે પોપટ બેસાડું, અને હે ભાઈ તારે સારૂં સારી રીતે રમવા માટે મોર સોનેથી મઢાવું—મારા ભાઇને૦

( ૩ ) **અન્વય**—પારણીએ મખમલ (એને) મશરૂની તાજી તળાઇઓ પથરાવું ( અને ) સૂવાની સેજ ચિનાઈ ચાદર ( અને ) ચંપાના ફૂલડાં બિછાવું—ભાઇને૦

**અર્થ** – ઘોડીઆમાં તરતની ભરેલી મખમલ અને મશરૂની ગાદીઓ પથરાવુ અને તે ઉપર ચીન દેશમાં બનેલી ચાદર અને ચંપાના ફૂલ પાથરી સુવાને માટે પથારી પાથરૂં—મારા ભાઇને૦

( ૪ ) **અન્વય**—હે વહાલા હીરની દોરીએ હીંચોળું અને ઘેરાં ઘેરાં ગીત ગાઉં, ( હે ) લાડકડા ભાઈ ( જ્યારે ) ઊંઘીને ઊઠશો ( ત્યારે ) ગજવે ખાતું ઘાલીશ. ભાઇને૦

**અર્થ**—હે મારા વહાલા! હું હીરની દોરી બાંધી હીંચકા નાંખું, અને આંખમાં ઘેન આવે એવાં મધુરાં ગીત ગાઉં, હે મારા લાડકવાયા તમે જ્યારે ઊંઘીને ઊઠશો ત્યારે તમારા ખીસામાં ( ધુંજામાં ) ખાવુ ઘાલીશ—મારા ભાઇને૦



---

મુંબઈ—ખેતવાડી બ્યાકરોડ ઘર નં. ૧—૨ અને ૩ અહીંઆ "તત્વવિવેચક" છાપખાનામાં રા. બીવાજી હરી શિંદે એને છાપ્યું. તે ડાહ્યાભાઈ જગજીવનદાસ ઠે. ઓએ કથેડ્રલ સ્ટ્રીટ, ઘર નં. ૪ મધ્યે પ્રગટ કર્યું છે.